

॥ ॐ ॥



શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

# મેવાડી સૂર્ય.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.





છપાવી પ્રસિધ્ધ કરનાર,

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેકઃ—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ—જ્યોર્જ થીએટર, સુરત.

કીંમત ત્રણ આના.

॥ ॐ ॥

॥ तत्सत् परमात्माने नमः ॥

# મેવાડી સૂર્ય.

## નામક નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.



### શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**ચંદુલાલ હરગોવનદાસ શાહ.**

માલેક—શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.

હાલ મુકામ જ્યોર્જ થીએટર, સુરત.



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા

ધી "રહિર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિ લાલ ફુલંભાઈએ છાપી.



વૃત્તિ ૧લી  સને ૧૯૧૮  પ્રત ૨૦૦૦

કીંમત ૩ આના.

॥ ॐ श्री तत्सत् परमात्माए नमः ॥

# મેવાડી સૂર્ય.

## નાટકનો ટુંકસાર.

### અંક પહેલો.

પ્રારંભે—મંગળાચરણ—નાન્દી વસ્તુ સૂચન.

પ્રવેશ ૧—સ્થળ ચિતોડ ભસ્મિભૂત—અજયસીંહનો પોતાની જન્મ ભૂમીની અવદશા જોઇને ખેદ—સ્વામિ ભક્ત કલ્યાણસિંહનું આશ્વાસન, અચાનક શહેનશાહ અલાઉદીનનું આગમન, પરસ્પર ઝપાઝપી. કલ્યાણસીંહ તથા અન્ય ક્ષત્રી વીરોએ આવી અજયસીંહને બચાવવો. — ટેબલો —

પ્રવેશ ૨—સ્થળ—જંગલ—સલાગઢી દેવી ઉપાસક દેવેન્દ્રસ્વામીનું મેવાડની સ્વતંત્રતાનો નાશ થવા વિષે શોક, અજયસીંહ તથા કલ્યાણસીંહનું આવવું, બળહીણ થએલ અજયનું આપઘાત કરવા તત્પર થવું, દેવેન્દ્રસ્વામીએ તેને અટકાવવો; તથા અજયસીંહના ભત્રીજા હમીરસીંહને (જે અરિસીંહના મૃત્યુ બાદ દેવેન્દ્રના આશ્રયમાં રહેતો હતો.) હાથે ચિતોડ ઉદ્ધાર થશે એવો સંકેત કરી તેને

મેળવવો બાદ રક્ષણાર્થે આમોગ ગઢ જઇ ચહુઆણોના આશ્રયમા રહેવાની સલાહ આપવી. ત્રણેની વિદાયગીરી.

**પ્રવેશ ૩—સ્થળ ગોકુળનું ઘર**—ગોકુળની સ્ત્રી મથુરી પોતાના પતિના ભુલકણા સ્વભાવથી કંટાળેલી દેખાય છે, ગોકુળ પ્રવેશે છે. તેના ભુલકણા સ્વભાવનું પ્રત્યક્ષ પ્રમાણ જણાય છે, મથુરી કંટાળીને પોતાને પીયર ચાલી જાય છે

**પ્રવેશ ૪ - દેવી મંદિર**—દેવેન્દ્ર સ્વામી પ્રજાજનોને બોલાવી પોતાના દેશ માટે યુદ્ધ આરંભવા સમજાવે છે, ત્યાં દિલ્હીપતિનો સેનાધ્યક્ષ અલેફખાં અજયસીંહ મંદિરમાં છુપાયો છે એમ ધારી મંદિરમાં પ્રવેશે છે. અને પ્રજાજનો જમા થએલા જોઇ દેવેન્દ્ર સ્વામીપર ક્રોધે ભરાય છે. પરસ્પર વાદવિવાદ, ત્યાર બાદ અલેફખાં મંદિરમાં જવા ચાહે છે, દેવેન્દ્રસ્વામી તથા પ્રજાજનો તેને અટકાવે છે. ભયંકર યુદ્ધ થવા સંભવ છે ; ત્યાં શાહજાદી ગુલાબ આવી અટકાવે છે.

## — ટેબલો —

**પ્રવેશ ૫—સ્થળ-અલાઉદ્દીનનો મહેલ**-હજી સુધી અજયસીંહ નહીં પકડાવાથી અલાઉદ્દીન સેનીકોપર ક્રોધે ભરાય છે. સૈનીકો તરફથી શાહજાદીએ વચ્ચે પડી હિન્દુઓનું રક્ષણ કર્યું તે વાત જાહેર થાય છે, બાદશાહ ગુલાબને બોલાવી તેમ ન કરવા સમજાવે છે, ગુલાબ ધર્મના કાર્યમાં આડે આવવાની હઠ કરે છે. અલાઉદ્દીનનું ક્રોધમાં ચાલી જવું. ગુલાબનો પોતાની અવસ્થા માટે શોક.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-બગીચો—માલદેવની પુત્રી વાલબાઇનો સખીઓ સાથે વિનોદ, અચાનક હમીરનું આગમન, બન્નેનો ગાઢ પ્રેમ, ત્યાર બાદ માલદેવ તથા અજયસીંહનું પ્રવેશવું, અલાઉદ્દીને સંધી માટે ચિતોડ ગઢ બોલાવવા લખેલી પત્રીકાનો ખુલાસો, જવાની તૈયારી.

— ટેબલો —

પ્રવેશ ૭ મો—સ્થળ ગોકુળનું ઘર-મથુરીથી કંટાળેલા ગોકુળનું મથુરીના પીયર જવાથી ખુશી થતાં આવવું. તથા તેનું હંમેશને માટે કાટલું કાઢી નાખવા એક મેલી વિદ્યા જાણનાર સાંઇજીને બોલાવી તેની સામે મથુરી વિષે જેમ તેમ બોલવું, કપડાની પેટી ભુલી જવાથી મથુરીનું પાછા આવવું અને છુપાઇને બધું સાંભળવું, મથુરીનો ક્રોધ અને ગોકુળની ફજેતી.

પ્રવેશ ૮ મો -સ્થળ છાવણીમાં અલાઉદ્દીનો દરબાર—અજયસીંહ તથા માલદેવ સાથે અલાઉદ્દીન પોતે નેક સાબિત થવા દંભની વાતો કરે છે. બન્ને સમજી જાય છે. અહીં બોલાવવામાં બાદશાહનો કંઇ ભેદ છે. એમ તેઓને સાફ સમજાય છે બન્ને જણ એવો પ્રસંગ જોઇ સામા થાય છે. બાદશાહ તેમને કેદ કરવાનો હુકમ ફરમાવે છે. દેવેન્દ્રસ્વામી તથા વિરમદેવ આવી તેઓને બચાવે છે.

ટેબ્લો

ડ્રૉપસીન

અંક ૧ લો સમાપ્ત



# અંક બીજો.



પ્રવેશ ૧ લો—સ્થળ દિલ્લીનુ કેદખાનું—અજયસીંહ માલદેવ તથા વિરમદેવ ઝાલોરગઢ ચાલી ગયા બાદ, દેવેન્દ્રસ્વામી ચિતોડગઢના પોતાના નિવાસસ્થાનમાં રહેલા છે તેમને દગાથી પકડી પોતાની સાથે દિલ્લી લઇ જઇ અલાઉદ્દીન તેમનો ઘાત કરવા તત્પર બને છે. ત્યાં શાહજાદી ગુલાબ આવી વચ્ચે પડે છે. અલાઉદ્દીન તેને પણ મારવા ધસે છે. પણ વિરમદેવ સ્વામીના કેદ થવાની ખબર સાંભલી ઝાલોરગઢથી તેમના રક્ષણ માટે આવી બન્નેને બચાવે છે.

ટેબ્લો.

પ્રવેશ ૨ જો—રાજ્ય મહાલય—શાહજાદી ગુલાબ વિરમદેવનું પરાક્રમ જોઇ તેના પ્રેમમા લીન થાય છે સખીયો સાથે વિનોદ અલાઉદ્દીનનું આવવું વિરમદેવ સાથે લગ્ન કરવાની શાહજાદીની માગણી પહેલા અલાઉદ્દીનનું ક્રોધે ભરાવું પણ પાછળથી સમય સુચકતા વાપરી શાહજાદી હિન્દુ કન્યા છે તેથી પરણાવવામા વાંધો ન ધારી અમુક સમયને માટે ચહુઆણોના મિત્ર બનાવા ખાતર શાહજાદીને વિરમદેવ સાથે પરણાવવા કબુલ થવું.

પ્રવેશ ૩ જો—સ્થળ-શાસ્ત્રીજીનું ઘર-ગોકુળનું મુસલમાન સીપાહીઓના ડરથી ભુલમાં શાસ્ત્રીજીના ઘરમાં ભરાઇ જવું, ભંયકર ભુલથાપ-ઘોટાળો, પોલીસે ચોર સમજી ગોકુળને પકડી જવો.

**પ્રવેશ ૪ થો—સ્થળ-યમુના** તટ—વિરમદેવ તથા શાહજાદીનું હોડીમાં બેસી ફરવા નીકળવું, એકાંત જોઈ પ્રેમની માંગણી કરવી, વિરમદેવે તેને વિધર્મી ધારી ધિક્કારવી. શાહજાદીએ પોતે હિન્દુ કન્યા હોવાનુ જણાવવુ છતાં વિધર્મીઓના સહેવાસમાં રહેલી હોવાથી તેની માંગણીનો વિરમદેવે અસ્વિકાર કરવો.

**પ્રવેશ ૫ મો—સ્થળ-રાજ્ય મહાલય**—અલાઉદ્દીને માલદેવ તથા વિરમદેવને બોલાવી શાહજાદી સાથે વિરમદેવના લગ્ન કરવાની સુચના કરવી, પોતાના ધર્મને ખાતર એ વાત તેઓએ નામંજુર કરવી—ભયંકર—તકરાર.

**પ્રવેશ ૬ ઠો—સ્થળ-અજયસીંહનો બગીચો**—વિરમદેવે શાહજાદીનો તિરસ્કાર કરવાથી બાદશાહ ઝાલોર ગઢપર ચઢી ગયોછે. એવી ખબર દેવેન્દ્રસ્વામીને મળવાથી તેમણે અજયસીંહ તથા હમીરને ચહુઆણોથી મદદ માટે અરજ કરેલું, અજયસીંહનું ઝાલોર ગઢ પોતાનું ચહુઆણોએ અપમાન કરેલુ હોવાથી મદદ કરવા માટે ના કહેવુ પરંતુ હમીરનું મદદ માટે તૈયાર થવું

**પ્રવેશ ૭ મો—સ્થળ-ઝાલોર ગઢનો કિલ્લો**—અલાઉદ્દીને પોતાના દૂતને માલદેવ તથા વિરમદેવને લગ્ન માટે સમજાવવા મોકલવો, માલદેવ તથા વિરમદેવે તેનો તિરસ્કાર કરવો. અલાઉદ્દીનનો ક્રોધ, ભયંકર યુદ્ધ ક્ષત્રીયોનો વિનાશ અને માલદેવ તથા વિરમદેવનું કેદ થવું.

## — ટેબલો —

પ્રવેશ ૮ મો—સ્થળ-ગોકુળનું ઘર—ગોકુળનું જામીન પર પોલીસના હાથમાંથી છૂટી આવવું પણ પાછો કચેરીમાં શો જવાબ આપવો. તેનો વિચાર કરે છે, મથુરી પીયરમાંથી "તેના મા બાપે પતિ પાસે જઇ ક્ષમા માગી તેની સેવા બજાવવાનું કહેલું" હોવાથી પાછી આવી ગોકુળ પાસે માફ માગે છે, ગોકુળ તેને ક્ષમા કરે છે અને પછી કચેરીમાં બોલવાનો પાઠ યાદ કરે છે.

પ્રવેશ ૯ મો—સ્થળ-અલાઉદ્દીનની છાવણી-અલાઉદ્દીન વિરમદેવને સમજાવે છે, વિરમદેવ પોતાનો ધર્મ બચાવવા પોતાને હાથે દેહ ત્યાગ કરે છે, અલાઉદ્દીન ક્રોધમાં આવી તેનું શીર કપાવે છે, ત્યાં વ્યાકુળ થએલી શાહજાદી આવે છે અને કપાએલા શીરને વરમાળ પહેરાવવા તૈયાર થાય છે, માથું ફરી જાય છે. પરંતુ શાહજાદીના સતિત્વના પ્રભાવથી શાહજાદી તરફ ફરે છે, અને વરમાળા પહેરાવી તે માથાને ખોળામાં લઇ ચિતામાં બળી મરી પોતાનું સતિત્વ પ્રત્યક્ષ બતાવે છે.

— ટેબલો —

ડ્રોપ સીન

અંક બીજો સમાપ્ત.



૭૭૭૩



# અંક ત્રીજો



પ્રવેશ ૧ લો—સ્થળ-જોગણીયોનું સ્થાન—માલદેવને શીણીજીની કૃપાવડે દેવી ખડગ મળે છે

પ્રવેશ ૨ જો—સ્થળ અલાઉદ્દીનનો મહેલ—અલાઉદ્દીનને દેવી તરફથી સ્વપ્ન થએલું હોવાને લીધે તે માલદેવને ચિતોડગઢ સોપે છે.

પ્રવેશ ૩ જો—સ્થળ અજયસીંહનો બગીચો—અજયસીંહ આળસુ હે... દેવી ... તેને બહુજ ઠપકો આપે છે અજયસીંહ તથા હમીર ચિતોડ ઉદ્ધાર કરવા તૈયાર થાય છે પરંતુ ચિતોડમાંથી દેવી ખડ્ગ લઇ આવવાની દેવેન્દ્રસ્વામી સુચના કરે છે. હમીર તે લઇ આવવા તત્પર બને છે.

પ્રવેશ ૪ થો—સ્થળ-વાલબાઇનો બગીચો—હમીર વાલબાઇ પાસે આવી દેવી ખડગ લેવા મંગાવે છે વાલબાઇ લાવી આપે છે. હમીર તે લઇ ચાલી જાય છે.

પ્રવેશ ૫ મો—સ્થળ-કચેરી—ન્યાયાધીશ પાસે ગોકુળનો ન્યાય સુઝમાં ગોકુળના બાપ ... રહેન કરી ન્યાયાધીશે આપસમાં સલાહ કરવાની સુચના કરવી ફરીયાદી તથા આરોપીનું પરસ્પર સમજી જવું કેદીકનો અંત,

પ્રવેશ ૬ ઠો—સ્થળ-સંગ્રામ ભુમી—ચહુઆણુ તથા સીસોદીયાનું સામસામા યુદ્ધ હમીરને હાથે માલદેવનું કેદ પકડાવું.

પ્રવેશ ૭ મો—સ્થળ-દરબાર—સીસોદીયાનો વિજય રાણા કુલદિપક હમીરસીંહને દેવેન્દ્રસ્વામીને હાથે રાજ્યાભિષેક માલદેવ બંધન મુકત મેવાડી સૂર્યનો ઝળકાર અને ચિતોડ ઉદ્ધાર.

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

અંક ૩ જો સમાપ્ત.



# મેવાડી સૂર્ય નાટકનાં મુખ્ય પાત્રોનો પરિચય.

## પુરૂષ પાત્રો.

અલાઉદ્દીન..................દીલ્લીપતી શહેનશાહ
અજયસિંહ..................ચીતોડના રાણા લખમસીંહનો પુત્ર.
હમીરસિંહ.................. } તેનો ભત્રીજો મેવાડનો પાટવી કુમાર અને વાલબાઇનો ભવિષ્યનો પતિ
કલ્યાણસિંહ......... ...... } એક સ્વામિ ભકત ક્ષત્રીયવીર અજયસિંહનો મદદગાર.
દેવેન્દ્રસ્વામી...... ......... } દેશાભિમાની સ્વધર્મ ચૂસ્ત દેવી ઉપાસક સાધુ.
વિરમદેવ..................ઝાલોરગઢનો પાટવી કુમાર.
માલદેવ..................વીરમદેવનો કાકો
અલેફખાં............ .... ..દીલ્લીપતીનો સેનાધ્યક્ષ
શાકુળ................ ... } એક ભુલકણા સ્વભાવનો વિનોદી મથુરીનો પતિ
ખોડીઓ..................તેનો નોકર
પ્રયાગરાજ શાસ્ત્રી... .......મેલી વિદ્યા જાણનાર બ્રાહ્મણ
ભગલો..................તેનો નોકર

ઉપરાત—સરદારો, સૈનીકો, દરબારીઓ, પોલીસો પ્રજાજનો *ન્યાયાધીશ વકીલો ચીટનીસ વગેરે વગેરે.

# સ્ત્રી પાત્રો.

---

શાહજાદી (ગુલાબ)......અલાઉદ્દીનના આશ્રયમાં પોષાયલી એક હિંદુ કન્યા.

બાલબાઇ.................માલદેવની પુત્રી હમીરસીંહની ભવિષ્યની પત્ની

રાણી.....................માલદેવની પત્ની

મધુરી.....................ગોકુળની પત્ની

ત્રીવેણી...................શાસ્ત્રીજીની પત્ની

ચીણીજી...................એક દેવી ભક્ત ચારણ કન્યા

દેવી.....................શક્તી

ઉપરાંત સાહેલીઓ દાસીઓ જોગણીઓ વારાંગનાઓ વીગેરે વીગેરે.



॥ ॐ ॥

# મેવાડી સૂર્ય

## નાટકનાં ગાયનો.

(મંગળાચરણ.)

**સૂત્રધાર**—શ્રીવર સ્યામ તું; પૂરણ કામ તું.

જય લલામ, વિશ્વધામ પ્રભુ—

વિશ્વાધાર, નિરધાર,

પ્રણુતપાળ, કર ઉદ્ધાર,

વિનતિ કરૂં કર જોડી...શ્રી વર૦

**બાળાઓ**— ૧

આજ આર્યભૂમીનું ગૌરવ વિસ્તારીએ,

નેકી ટેકી વીરલાના યશને સંભારીએ,

દર્પને વધારીએ, તનમન ધન વારીએ.—નેકી૦

જેણે જન્મ ભૂમીના, રક્ષણને કારણે,

કષ્ટ સહ્યાં ટેક ધારી, કીર્તિ સંભારણે.—નેકી૦

દેવેન્દ્ર— ૨

અમારૂં નાવરે પ્રભુજી તારજો હોજી—
દુશ્મન દરીયો ઉલટયો, નાવ ઝોલાં ખાય,
વીરલો સુકાની કોઇના દીસે, કિનારો નહિ જણાય—
ભાગ્ય રવી વાદળ છુપ્યો, ઘોર થયો અંધકાર,
કરૂણા કરીને જગદીશ્વરા, કરજો દેશ ઉદ્ધાર—

દેવેન્દ્ર— ૩

જા તનય સંગ્રામમાં તું દેશનો ઉદ્ધાર કર,
નવ છોડતો કદાપિ નીજ ધર્મ ધૈર્ય નીતિ;
સત્યની શમશેરથી તું શત્રુનો સંહાર કર.—
સુખથી નહિ ફુલાતો દુઃખથી ડરી ન જાતો,
સ્વાતંત્ર્ય રક્ષા કારણે, તું દેહનો ઉપહાર કર.—
પરધન અને પર સ્ત્રીમાં તું નહીં લોભાતો,
જા મેવાડી સૂર્ય તારા દેશમાં ઝળકાર કર.—

મધુરી— ૪

મધુરી તું મદઘેલી નાર, જોઇ તન ઉપવનની બહાર,
મધુકર ઉડે અપરંપાર—મધુરી૦
પરણ્યો પીટયો મળ્યો ભુલકણો તેથી જોબન બળતી.
રહે નીરંતર પીડા કરતી, મદમાતી થઇ ફરતી—

મધુરી-મારુળ— ૫

હું તો ચાલી પીયર, ભલે જાઓ રામ રામ,
મારું મેઘુ મહીયર, મોંઘા થાઓ રામ રામ;
ભોગ મળ્યા કે અહીં પરણાવી, મારા બાપે લાવી,
ક્યાંથી મારા કરમે આવી, બાધક બીજ્લી આવી;
ભલું ભાગ્ય જો [illegible] નેતી, હું જાણુાશ કે બેરી ન્હોતી,
પડો ખાડમાં,........ચલી.

ગુલાબ— ૬

આ શી અભાગી ઉડાડા ગુમાની ધ્રે;
ગુમાની ધરે, દાનમાં નાંહિ રે ડ—
રાજને તાજ ધારા, ધરે જે ખુમારી,
બાહરી દયા, જે જુલમી કર્મો કરે—
આલમ ફના આ જોબન, તન મન ફના છે;
ફના તણા ફુલવાડીમાં ફુલો શું ફરે—

સખીઓ અને વાજબાઈ ૭

ધીમેથી ચાલો ચલ આ, ડંક જો લચકારી,
નવ લોચન નાચ્યાં ઢાળ આ, લજાના સરતી જાશે;—
આ સજની કામણગારી, સંતાડ મેતી તારાં;
લુંટાશે મન હરનારાં, છે હસને એ પ્યારાં—

ક્યાં પ્રેમ મોતીની માળા, એ જાણ્યા તારા ચાળા;
શાને શરમાવો બાળા, એ મન્મથના ઉછાળા—

વાલબાઇ અને હમીર— ૮

મારા પ્રાણ, ભોળા દીલડાને સંભારજો
સ્નેહગ્રંથી ન છૂટે, એ ધારજો......
હૃદયના તાર કસી, બાંધી લ્યો હૃદય વસી,
તમપર જાઉં વારી, દેવી તું દારા અમારી,
હું અનાથ, થઇ સનાથ. ધારી હાથ,
રાખો સાથ.......................ભોળાં.

ગોકુળ-મથુરી-શાસ્ત્રીજી-ખોડા—૯

જો જો આ નવી નવાઇ, ખુરશી ઉપાડી ચાલો ભાઇ—
ખોડા ટેબલ ઉપાડ, આવી પહોંચી છે ધાડ,
શાને કરોછો વાર, જોજો આ ભુલની ભવાઇ;
નિંદાનું કેવું છે માઠું પરીણામજી,
નાચોને નાચ તમે ગરજી ગુલામજી,
ચલાવ.............................

તતતત થેઇ (૩) તથેઇ, તથેઇ, તથેઇ,
માથે ઉપાડો ભાર, હાંજી હાંજી તૈયાર,
મને જુતાંના માર, બચ્ચાંને માફ કર બાઇ —

વારાંગના—　　　૧૦

કલાઇ મોરે સૈયાં, છોડોરી મંય હારી,
હાંરે મોરી બારી, ઉમર મોરી બારી,
નારી મંય બારી ભોરીરે હું કુમારી......
જખ્મ ન મારો સૈયાં, નયન કટારી, હા—
કહતી હું કર જોરી, રે મંય હારી......

— ડ્રોપ —



# અંક ૨ જો.



દેવેન્દ્ર— ૧૧

હર તું એક છે આધાર
વિનતિ ધાર હ્રદય આપ અભય—
શંકર હું તો આપ શરણ
અરપણ મમ શરીર આ, અઘહરણ ચરણમાં
દુઃખહાર, વિશ્વધાર, ઇશ્વરા ઉગાર—

સુલોચ— ૧૨

કોઇ મારા પ્રીતમને, આ સંદેશો કહાવજો—
મદન અરોળ શય્યા, કઠની કોમાર કેરી,
તમારા વિના મેં ફેરી, હવે તો નિભાવજો—
વિયોગ પ્રજાળે બળા, કામ ધુણીની છાયા,
લાગી તમારા નામ, દયા કષ્ટ લાવજો—
ઝુરીને મરાશું અંતે, પૂર્વના પાપ જોવા,
તમે તે તમારાં જોવા, જરૂરજ આવજો—

આખીઓ, ગુલાબ— ૧૩

આવી આજે મળશે મોહનવર તમને
ભાવે ભેટજો રસીક એ પ્રીતમને—
માડી આરી ઘેલાઇ, હારી તમથી બાઇ,
હું છેક છું અજાણી, લ્યો પ્રેમ મંત્ર એ જાણી,
હારી હવે જાવ જાવ, બ્હેની જરા ધીરા થાવ—

ત્રીવેણી— ૧૪

નવરંગ જોબન આવે, દીવાની કરી ડોલાવે.
રતિ રસ બસ બનાવે, શુદ્ધિ દેહની ભૂલાવે—
મનમાં મદન વસે, ઘડીનો વિયોગ ડસે,
ઉર અકળાય મુખ હસે...... ..
દીલને એજ ભાવે, પ્રીતમ પાસ આવે,
આલિંગી અમૃત પાયે, વીરહ વ્યથા શરમાયે,
પિયુ વીણ ઘડી નવ જાયે...........

૧૫

ત્રીવેણી-ગોકુળ-સીપાઇ-પ્રયાગરાજ—

ચાલ ચાલ થઇ જા તૈયાર, ભૂલ્યો હું છોડો સરદાર,
રાખો મજા તો લગાર, માફ કરો મારો ન માર,

રડ્યા ઠીક સજા થઈ, મારી અક્કલ મરી ગઇ,
ચાલ્યો સરકારમાં લઇ, જોવા જેવી મજા રહી.—
હું ભુલ્યો જોશી બાવા, જા ઝાંઝરીયા ખખડાવા,
હત તારૂં જાય...........

ગુલાબ— ૧૬

સાચી પ્રીતિ જગમાં જુજ જણાય—
મિત્ર જુવો આ કમળ મનોહર,
જળનું થયું તે સ્નેહી સહોદર,
જળ સૂકેજ સૂકાય...........
કાષ્ટ કોરે તે ભ્રમર કમળમાં,—
પૂરાઇ તજે છે પ્રાણજ પળમાં,
એજ પ્રીતિ કહેવાય...........

ગુલાબ-વીરમહેશ— ૧૭

સાંવરીયા તું છે પ્રાણ આધાર,
તનધન જોબનનો તું સરદાર—
ધર્મ અધીક હું પ્રાણથી માનું,
જીવન તુજ વીણ સર્વ નકામું,
તું શિરનો શણગાર...........

દેવેન્દ્ર— ૧૮

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે,
ન તજશો ધર્મ નીતિ તો, વિજય અંતે થનારો છે—
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત,
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે—
જશે એ રાત અંધારી, ચમકતો શૌર્યનો ભાનું,
ઝુકો યાહોમ કરી રણમાં, વિજય ડંકો તમારો છે—

ગોકુળ-મથુરી— ૧૯

ઉપાડ લેને ખુરશી ટેબલ, એ આજ્ઞા ફરમાવી
સરકાર લ્યોને આપ હુકમમાં, હાજર શરણે આવી—
મુજને ઠેકાણે લાવી, હા યુકિત તો ઠીક લગાવી
શીરતાજ શિશ નમાવી, હું હારી તાબે આવી
કેમ મથુરી કેવી સીધી, કરી તને શરમાવી
પીયરનું તાન ભૂલાવી, લે આપું ઘરની ચાવી
લ્યો ચાલો............હા ચાલો...........
આ જોડી ઠીક જમાવી................

ડ્રોપ બીજો

# અંક ત્રીજો



દેવેન્દ્ર-અજય-હમીર— ૨૦

હાં ધીર ધરીને, મન હરીને જયવરી લ્યો શૂર,
ઝળકાવો ભેટ રણુ રંગ—
અમે શૂરવીર રણુધીર ધરીને ચરણુ રજ
અમી ધરી જગવીશે જંગ—
અજય અજેય હો દૃઢ તમ અંગ,
નીડર નિધન થકી અભય અભંગ,
સુયશ વિમળ મેળવી વિજય અવની ઉપર.
અજર અમર નરવર કરો નામ............

બાળબાઈ— ૨૧

લગાડી મોહની દીલની, મને વ્હાલે વીસારી છે,—
સુકાતો બાગ જોબનનો, કપાતાં કાળજાં કુણાં,
તૂટી દીલની લગામો તો, પછી પુરી બીમારી છે.—
હસો ના મે દયા વ્હાલા; કરી ઘાયલ જીગર મારૂં,
થશે ચૂરા જીગરના તો, ગુન્હેગારી તમારી છે.—
ગુન્હા બાખો હવે મારા, દિલાવર તે જીવા પ્યારા,
દીવાની પર દયા લાવો, વિનંતિ એ અમારી છે.—

શાસ્ત્રીજી-ગોકુળ-મથુરા-ત્રીવેણી—૨૨

બસ આજ છે દીવાળી, ભાગ બોલ્યું ચલ્યું માફ,
આફત અમે તો ટાળી, કીધો નમેલો સાફ—
કેટાને કાંધ વળી, હળીમળી દ્યો હાથ તાળી,
અંતરના વ્હેમ ગાળી, સઘળા રહીએ સંભાળી—

કંચનીઓ—                    ૨૩

સાસા મમ મમપપ મપધની ધપમપ
ધપમપ ગમરેરે સા,
પપ સાસારેરે સાસા ગમપ મમરેરે સારેસા,
ધની ધપમપ સાની ધપમપ ધપ ગમરેરે સા—
તતતત તીધા દીધદીક તીધા દીધદીક
થેઇ તતતત થેઇ તતતત,
એક–દો–તીન–ચાર–પાંચ–છ–સાત—

— ડ્રોપ સીન —



# લગનસરાનો શણગાર તે શું !

## ખરા રજવાડી જરીના ડ્રેસો.

વરરાજાને પહેરવાના ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા તથા નાટકોને સારૂ તાજ મુગટો તથા રજવાડી દરેક જાતની પાઘડીઓ તાસ્રનાં ફેંટા ફેન્સીકટના સીર પેચ તથા પીછી અને બહલાની કલગી વીગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર અને ભાડે આપનાર,

| | |
|---|---|
| દુકાન સ્ટેશન રોડ<br>તાર ઓફીસ પાસે<br>બેગમપુરા. | **ગોવનભાઇ નારણદાસ**<br>છાપરીઆ શેરી—સુરત. |

તા૦ ક૦—ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકીદે બનાવી આપીશું

# સોના ચાંદીના દાગીના ખરીદવાની

## ભરોસાદાર દુકાન.







# નરોતમદાસ નગીનદાસની કું.

દરેક જાતના સોના ચાંદીના દાગીના બનાવનાર તથા
વેચનાર તેમજ દરેક જાતના નવા ઘડીયાળો તથા તેને
લગતો દરેક જાતનો સામાન વેચનાર તેમજ
જુના ઘડીઆળો દુરસ્ત કરનાર

એક વખત પધારી ખાત્રી કરવા વિનંતી છે.

**ઠે૦ બરાનપુરી ભાગળ—સુરત.**

# જાહેર ખબર.



નીચે દર્શાવેલા નાટકનાં ગાયનોના ઓપેરાઓ રોકડી કીંમતે અમારી શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હશે ત્યાં ત્યાંની ઓફીસમાંથી મળશે.

| | | | |
|---|---|---|---|
| ૧ દાનવી માયા | .... | .... | ....૦-૨-૦ |
| ૨ સૂર્યકાન્ત | .... | .... | ....૦-૨-૦ |
| ૩ ઓઠાણું | .... | .... | ....૦-૨-૦ |
| ૪ સુધા ચંદ્રિકા | .... | .... | ...૦-૨-૦ |
| ૫ વીર કુણાલ | .... | ... | ....૦-૩-૦ |
| ૬ પ્રેમ-સંહાર | .... | .... | ....૦-૨-૦ |
| ૭ શંકરાચાર્ય | ... | .... | ....૦-૩-૦ |
| ૮ મેવાડી સૂર્ય | .... | .... | ....૦-૩-૦ |

માલેક,

**શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજ.**

